બનાવનાર

તુલજારામ રણછોડજી પંડ્યા.

છપાવી પ્રગટ કરનાર

ઠકર. વૃજલાલ વિ. ત્રીભોવનદાસ ભાયાણી
ભાવનગર.

# पृथुराज राठोड अने सती ला-
# लबानां नाटकनां गायनो.

કીંમત ૦-૨-૦

४१३५

# प्रथुराज राठोड अने सती लालबा.

## त्रीअंकी नाटकनां गायनो.


બનાવનાર.

તુળજારામ રણછોડજી પંડ્યા.



છપાવી પ્રગટ કરનાર.

ઠકર. વ્રજલાલ વિ. ત્રીભોવનદાસ ભાયાણી.

ભાવનગર.

આવૃત્તિ ૧ લી-પ્રત ૧૦૦૦

અમદાવાદ.

પાનકોરને નાકે ધાંચીની વાડીમાં.

"એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં"

નથુભાઈ રતનચંદ મારફતીયાએ છાપી.

સંવત ૧૯૪૬. સન ૧૮૮૯.

કીંમત ૦-૨-૦

( સુત્રધારની સ્ત્રી રંગભુમીમાં આવી ગાયન ગાય છે. )

**(રાગ બકાવલીમાંના ફુમલા જીઅરવા);**

ધન્ય માત સતીની ધન્ય માત સતીનીરે સભાજનો. ધન્ય ટેક
શીયળ શ્રંગાર જે હોય નારીમાં. ધન્ય. ટેક
પ્રાણ ત્યાગે પણ સત્ય ન છોડે, નહી પરવા બીતીની. નહીં.
અડગ રહે છે મેરૂ મીસાલે, હોએ તાતી ક્ષત્રીની. હોએ.
સાહ અકબર આપે નમાવ્યો, પતી ગાંઠ પ્રીતીની. પતી.
પ્યારી પૃથુની જીત મેળાવી, ખરી રીત સતીની. ખરી.
ક્ષત્રી નારીનું કષ્ટ નીવાર્યું, કરી રાહ નીતીની. કરી.
કુળ ઉધાર્યું આપ પ્રતાપે, કરી કીર્ત્તિ પતીની. કરી.



૪૧૩૫

# पृथुराज रा॰ाड अने सती लालबा.

## त्रीअंकी नाटकनां गायनो.

---

## મંગળાચરણ. દેવી સ્તવન.

સર્વ પાત્રો સાથે–[રાગ કલ્યાણ.] રાહ રૂહબ્દનમે હે તદ્મા.

વીઘ્ન સર્વ લે હરી, કર કૃપા તું ઈશ્વરી. ટેક.
અગણ્ય તુજ ગુણ્ છે, તું ન્યાય માંની પુણ્ છે,
નમીન ભાવ છે જરી. કર કૃપા. ૧
સ્તવન ગાઊ સુંદરી, વચન માગુ કરગરી;
દયા તું મારી દીલ ધરી. કર કૃપા. ૨
શીવ બ્રમાને હરી, અપાર શક્તિ છો ખરી;
મરજી તારી અનુસરી. કર કૃપા. ૩
કૃપાળ સાહ્ય તું કરી, કષ્ટ કાપ છો સુરી;
નીવાર ને તું અમ અરી. કર કૃપા. ૪

---

# अंक १ लो.

## પ્રવેશ ૧ લો.

( પૃથુરાજ પોતાની સ્ત્રીને દીલ્હી જવાનું કહેતાં
લાલબા સાથે આવવા કહે છે.)

[ રાગ નંદલાલના મહીનાનો.]

સંગે લીઓને નાથ, અમને સંગી લીઓને.

તમ દર્શન વીના સુનુંછે પ્યારા, વરસે નીરની ધારા;
કરૂં નહીં મુજથી હું ન્યારા, અમને સંગે લીઓને. ૧

સેજ સુની મારી તમ વીન થાસે,ગ્રહ વાડી મુજને ખાવાને ધાશે;
શાંતી સ્વામી કેમ થાસે, અમને સંગે લીઓને. ૨

વસ્ત્ર આભુષણ ધરીને કરૂં સુ, આનંદે આગળ કોની ફરૂં હું;
વનવાસ સમ માનું હું, અમને અંગે લીઓને. ૩

પ્યારીને નાથ ના જાવુંરે મેલી, પછી અમારૂં કોણ છે બેલી.
તમ વિના ફરૂં થઈ ઘેલી, અમને સંગે લીઓને ૪

દેરાણી જેઠાણી મેણુલા મારે, પીયુ વીન પ્યારીને આળ ચડાવે;
તમ વીન કોણ ચડે વારે, અમને સંગે લીઓને. ૫

પૃથુરાજ—( પોતાની સ્રીને જવાબ આપે છે.)

( રાગ શિખરણી.)

સ્રીને સંગે લેતાં, અધીક દુઃખ ખમવું પડે.
જવું પર ધરતીમાં, આપતી આવી અતી અડે.
રહી રાજ કરોને, હુકમ તાબે જન સહુ.
ખરે બેલો ખાંતે, અધીક વદવું વ્યર્થ કહું.
કહ્યું માની પ્યારી, જીકર છોડી દીઓ રજા.
કહું નીશ્ચે નારી, સ્વગૃહ છોડયે ના મજા.

લાલબા—( રાગ તુ ન કુમલા જીઅરવા. )

નહી રાજની પરવા, (૨) હો સ્વામી મારા નહી રાજની પરવા.
કષ્ટ સહુ પણ સ્વામી ન છોડું, નહી રાજની પરવા. ટેક.

સંગે રહીને સેવા કરૂં તમ, ધારૂં ધર્મ આચરવા. ધારૂં
પીયું વીયોગે પ્યારી રહેતાં, પગલાં પાપનાં ભરવાં. પગલાં
તોલન શ્વામી તમ વીન મારો, ધારો ઉદાશી કરવા. ધારો.
કટુ વચન કો કુટંમ્બી બોલે, સેજે હૃદયમાં ધરવા. સેજે.

પૃથુરાજ— (રાગ માલિની.)

વચન પ્રીય અતી લાગે, પ્યારી તુજ હૃદય મધે.
તમ સમ ધર નારી, ના જડે શોધી સધ્યે.
સજ થઈ તમે ચાલો, સંગમાં રાખું સ્નેહે.
અહરનીશ અતી થાશે, મન આનંદ નેહે.

---

## પ્રવેશ ૨ જો.

(દીલ્હી જતાં રસ્તામાં ઉતારો કરી પૃથુરાજ પોતાની સ્રીને ગાવાનું કહેતાં લાલબા ગાય છે.)

### ઠુમરી.

(રાગ. પ્રીતમ પ્રીત લગાકે સુરત મોરીકાએ બીસરાનીરે).

મદન સખીરી સતાવે, નેન માંહી નીંદ ન આવેરે; ટેક.
વૈદ બુલાઓરે, મુજ નાડી દેખાડોરે;
હુ તડપ તડપ ગઈ હારી, પ્રીતમને આ કોઈ કહાવોરે. મદન. ૧
ખાન પાન ના ભાવેરે, શું વસ્ર ધરૂ વીન ભાવેરે;
શયનમાં ભોંય પથારી પ્રભુ મુંને; આથી બચાવોરે. મદન. ૨

પૃથુરાજ—(પોતાની સ્ત્રીના ગાયનથી પ્રસન થઈ વખાણ કરેછે).

(રાગ સીયાનો કનરો).

મધુર પ્રીયા તુજ વાક્ય મનોહર, શ્રવણ કરૂં જાગે પ્રેમ અંકુર ટેક
ગૌર ગાલપે તીલક સુહાવે, વક્ર કટાક્ષજ કામ જગાવે. મધુર
પુષ્પ પ્રફુલિત બાગ ખીલ્યો છે, મધુકર વાસની ઈચ્છા ધરેછે.મધુર
સુઘડ પ્રીયા તુજ શી ચતુરાઈ, આનંદ કંદ -હૃદય અધીરાઈ. મધુર
સીંહ કટી અતી પીન પયોધર, મુખ પ્રકાશ છે પુર્ણ પ્રભાકર. મધુર
નયન કમાન ઘાયલ દીલ મારૂ, નેપુર નાદ રતી રૂપ ધારૂ. મધુર

લાલબા—( પોતાના પતીને નમ્રતાથી જવાપ આપે છે).

[રાગ પ્યારા તું હેગા મેરા. બકાવળીમાંથી]

સ્વામી શીરના નાથ મારા, શ્વામી શીરના નાથ;
આ ઉપમા સમ નારી નથી હું, તમ કૃપા મુજ ભાગ્ય ગણું છું, સ્વામી
પુણ્ય ભાગ્યથી આપને પામી, નીપુણ ન્યાઈ શ્રેષ્ટ છો સ્વામી;
જીવન ધન્ય નથી કાંઈ ખામી. સ્વામી.
હેતથી હાથ ગ્રહ્યો છે મારો, કરી કૃપા ભવસીંધુથી તારો.
પીયુ સમાગમ સર્વથી પ્યારો. સ્વામી.
દયા સીંધુ તમ દીન છું દાસી, પુઢયું કૃપાની પૂર્ણ છું પ્યાસી.
તમ વીના પ્યારા સદા ઉદાસી. સ્વામી.

---

## પ્રવેશ ૩ જો.

(દીલ્લીમાં અકબરશાહ બાદશાહની કચેરીમાં
બારોટ આવતાં કહે છે).

ચારણ— દુહો.

અહ્વા અકબર આપની, અહ્વા કરે સૌ દુર;
દીલી તખ્ત મહીમા ઘણા, શરણું કર્યા સૌ સુર.

કવિત.

તીર નદી જમુનાકે, ભવ્ય શહેર દેખ્યો મેને,
પ્રતાપી હે દીલી શાહ, દીલ કે દરીઆવ હે.
બીધ્યા કો બીબાદ હોત, કવી કે હે કદરદાન;
ગુનીજન પામે માન, ગરીબો કે નાવ હે.
પ્રજાહુકે પ્રતીપાળ, દુસ્મન કે આપ કાળ;
હિંદુ ઔર મુસલમાન, ભ્રાન્તી નહીં દીલ હે.
કહત હે કવી ગંગ, સુનો આપ શાહ મેરે;
સુજાન કે જાન આપ, પ્રબીન પ્રભાવ હે.

(અકબર બાદશાહ રાણા પ્રતાપસીંહનો પત્ર આવતાં કચેરીમાં બતાવતાં પૃથુરાજ વાંચી તે પત્ર રાણા પ્રતાપસીંહનો નથી એમ ઉભો થઈ કહે છે).

પૃથુરાજ— ( રાગ ક્ષત્રી કલંક. )

નહીં પત્રમાં પ્રતાપનો હસ્ત, મેવાડી રાણો નમે નહીરે.
ધરે સુર્ય કુળ અભીમાન અસ્ત. મેવાડી.
ધરી ટેક અને કુળ લાજ. મેવાડી.
વસ્યો જંગલમાં છોડીને રાજ. મેવાડી.
ફરે જંગલમાં લઇને સ્ત્રી બાળ. મેવાડી.
નવ ડરે આવે સામો કદી કાળ. મેવાડી.

ક્ષષ્યો પ્રતી પક્ષી પ્રતાપનો જેહ. મેવાડી.
નવ ડગે ટકે દુનીયામાં દેહ. મેવાડી.
રણે મેરૂ મીસાલે મુજ મીત્ર. મેવાડી.
દૈવે દેખાડયું આ સુધ ક્ષત્રી મીત્ર. મેવાડી.
અમે ટેક મુકી રહ્યા તમ શર્ણું, મેવાડી.
નીશ્ચે નહીં નમે શુર પામે મર્ણું; મેવાડી.
માનો મીથા તમે એવી વાત, મેવાડી.
ધન્ય ધન્ય ગણો પ્રતાપની માત. મેવાડી.
અમ ક્ષત્રી તણો છે એ સુર્ય, મેવાડી.
ખરા ક્ષત્રી તણું પ્રતાપ છે વીર્ય; મેવાડી.
નહીં છેડવો ઘટે છે તે શાહ, મેવાડી.
રાખો સ્વતંત્ર મેવાડની માંહ. મેવાડી.

---

## પ્રવેશ ૫ મો.

(લાલબા પોતાના પતીને કચેરીમાંથી ઉદાસ આવતા જોઈને).

**લાલબા—** **રાગ ગીતી.**

ઉદાશી અંગે પ્યારા, મારા દેખું ચીન્હ નહી સારા;
કહો કૃપાળુ કરીને દયા, દાશીપર નીર નમન ધારા.

(પૃથુરાજ પોતાની સ્ત્રીને ઉદાસી થવાનું કારણ કહેછે).

**પૃથુરાજ—** **રાગ લાવણી.**

ભરી કચેરી શાહ તણીમાં, સવાલ ઉઠયો સુણ શાણી;
નમ્યો મેવાડી મીતજ મારો, પત્ર શાહપર એંધાણી.

જોયો મેં એ પત્ર જરાજર, નહી લખેલ મુજ મીત્ર કરે;
અદેખાઈથી અન્ય ક્ષત્રીએ, લખ્યો હશે નહીં ફેર ખરે.
વાદ વીવાદે કરી પ્રગટમેં, પ્રતાપની શક્તીજ છતી;
જુઠ ઠરાવ્યો પત્ર કચેરી, વર્ણન કર્યું મુજ યથામતી.
શાહે કહ્યું છે તરત મુને ત્યાં, લખો મીત્રને પત્ર તમે;
ખરી હકીકત કરી દયો રોશન, શાંતી લેશું દીલ અમે.

લાલબા— રાગ શીખરણી.

નહી શંસય ધારો, પ્રતાપનો તે પત્ર નહીં;
નકી મીલ તમારો, નવ લખે નીજ કર થકી.
ખરી છે મીત્રાઈ, શરીર બે જીવ એક છે;
લખો લેખજ આજે, પ્રગટ થાશે જે હશે.

( પૃથુરાજ પોતાના મીત્ર રાણા પ્રતાપને પત્ર લખે છે).

પૃથુરાજ— ( રાગ ક્ષત્રીકલંક )

સંગ રાવળના સુત તુને ધન્ય, પ્રતાપ છત્ર ક્ષત્રી તણું રે.
નહી હામ નાખે આવી કોઈ અન્ય. પ્રતાપ
આવ્યો પત્ર આંહી અકબર પાસ. પ્રતાપ.
નમ્યો જાણી મન પામ્યો ઉદાસ. પ્રતાપ.
થાયે લાંઘણુ ન ચરે સિંહ ઘાસ. પ્રતાપ.
કરી કીર્તી જગતમાં પ્રકાસ. પ્રતાપ.
કીધી હોડ નહી પ્રતાપનો પત્ર. પ્રતાપ.
મને આશ દ્રઢ મેવાડનું છત્ર. પ્રતાપ.
ખરી ક્ષત્રીવા રાખી મુજ વીર. પ્રતાપ.

જતી આબરૂ ઉગારી રણધીર. પ્રતાપ.
ભરી બજાર ક્ષત્રીની દીલી ધામ. પ્રતાપ.
કરે અકબર દલાલીના કામ. પ્રતાપ.
લુટે અકબર ક્ષત્રીઓની લાજ. પ્રતાપ.
બની બાલા બજારે વોરે સાજ. પ્રતાપ.
કર્યા સસ્તા સરવ નૃપ સુર. પ્રતાપ.
એક મેવાડથી કલંક છે દુર. પ્રતાપ.
એક ચીતોડનું સારું નવ થાય. પ્રતાપ.
તેના ભાવ આંહી ઘડી ઘડી થાય. પ્રતાપ.
નીજભ્રાત સુત ઈજતને કાજ. પ્રતાપ.
રોલ્યા સોણીતમાં કુલ કેરે કાજ. પ્રતાપ.
સર્વ ક્ષત્રીઓનું અહંકાર સ્થાન. પ્રતાપ.
થાસે અસ્ત કદી જશે તુજ નામ. પ્રતાપ.
આશાભંગ કરીશ નાતું ભ્રાત. પ્રતાપ.
નહીં લજાવે તું મેવાડીની જાત. પ્રતાપ.

( પૃથુરાજ પત્ર લખી રહ્યા બાદ લાલબા તે પત્રમાં લખવા માટે માગી લખે છે).

**લાલબા— રાગ સોરઠની ગોડી.**

રાણા અરજ ઉર તમે ધરજોરે, મહારાજ પગલાં કરજો. ટેક.
શત્રુતણા દયો શીર ઉડાવી, આરોપ અળગો કરજોરે. મહારાજ.
હોડ થઈછે શાહ કચેરી, લંછન તે દુર કરજોરે. મહારાજ.
ચિન્તા રહે છે ચીત અમારે, દુખ-હૃદયતણું હરજોરે. મહારાજ.

અડગ રહેજો આશીશ મારી, ચીતોડનું ગૌરવ ધરજોરે. મહારાજ.
ગુમાવંશો ના ગર્વ ક્ષત્રીનો, સ્વતંત્ર થઈ તમે ફરજોરે. મહારાજ.
શાળા થયાછે શાહના ક્ષત્રી, મેરૂ મીસાલે ન છળજોરે. મહારાજ.

---

## પ્રવેશ ૬ ઠો.

(અકબર બાદશાહ પોતાની સ્ત્રીનાં વખાણ કરે છે).

**અકબર—(રાગ બકાવલીમાંનો મં જાનતીથી પરી-
ઓસે અચ્છા નહીં કોઈ)**

સ્વરૂપ તમ સમુ પ્રીયા નહીં કાંઈ;
ઘાયલ દીલ તેં કરૂં સદા રહું આઈ. હો સ્વરૂપ.
મધુર વદની માનની, ખીલ્યો અજબ બાગ;
એ અરધ પાન આપ તું, તુજ વાત દીલ ગમી. હો સ્વરૂપ.
કોકીલ કંઠ કામની, સુભાસ્ય હાસની;
જોડી જડે ન પૃથ્વીમાં, કદી મરૂં ભમી. હો સ્વરૂપ.
ઉદાસી અંગમાં રહે, વીયોગ જ્યે સહુ;
ક્યારે મળું પ્રીયા તુને, ન સુખમાં કમી. હો સ્વરૂપ.
દરબાર ના ગમે, સદા સ્મરણ કરૂં;
સંયોગ થાતાં સેજમાં, જાય સોક સમી. હો સ્વરૂપ.

નાથીબા બાદશાહની મેહેરબાની જોઈ પ્રસન
કરવા નમ્રતા બતાવે છે.)

**નાથીબા—** (રાગ ઠુમરી. પ્રીયા પાપી ન જાગેરે.)

સુણો પીયુ વાત મારીરે (૨);
હું છું દાસી તમારી, સુણો પીયુ વાત મારી. ટેક.
મનોહર મુખ દેખી મન મારૂરે;
મનથી માની લ્યો તમારીરે. સુણો.
વીયોગ વીકટ લાગે દીલ રહે ઉદાસીરે;
પલ નહી રહું નાથ ન્યારીરે. સુણો.
જરૂર જવાન આપુ રહો મુજ સંગેરે;
કામથી નીવારો, જાઉ વારીરે. સુણો.

**નાથીબા—** (રાગ બકાવલીમાના ગુલે ગુલુજાર)

સુણો ભરથાર (૨) અરજ ઉર ધારો મારી,
આ કરો ન મુજને ન્યારી. સુણો.
ગુમાવો છો કાળ કૃપાળુ રહી કચેરી રોજ તમે;
ઉદાસ આભાર હે અમારો, ભ્રમીત દીલડુ ભમે,
રહો હે સાથ સદા મારી અહીં. કરો મુજને ન્યારી.

**અકબર**—કવી કચેરી સંગ મળીને કરે છે વીદ્યાવાદ વીનોદ,
પરમાનંદ નીતે કરે પરીક્ષા, કરે કદી કો હોડ;
સમસ્યા કહું સ્વરૂપ તારીની આ. કરો ન મુજને ન્યારી.

**નાથીબા**—સુખે સ્વામી કહો કચેરી, મર્મ સમસ્યા મન ધારી,
ઉતર આપે પ્રીતે કહેજો, વૃતી શાંત મારી;
ઉલટથી પુરો આશ મન મારી આ. કરો ન મુજને ન્યારી.



## પ્રવેશ ૭ મો.

( પૃથુરાજ તથા વિદુષક રસ્તામાં વાત કરતાં
પોતાની સ્ત્રીનાં વખાણ કરે છે )

**વિદુષક—** **(રાગ. સણગાર સુણોરે સવારના).**

સાંભળો ચરીત્ર મુજ નારનું. ટેક.
દેખે જ્યારે મુને દુરથી, કુટે છાતી ને કપાળ,
ખાઉ પીટયા તારાં કાળજાં, નહીં ઘરની સંભાળ. સાંભ.
છુટી લટો ગઈ ચોડીને, મુખ જક્ષણી સમાન,
દાતણ કર્યાની એને આખડી, ફરે બાકુળી બે ભાન. સાંભ.
વસ્ત્રો વીશે મેલ જુ ઘણી ખણે ખોદે છે અંગ,
રાખ ચોળી જ્યારે જોગીએ, ભુરૂ ભાસેછે અંગ. સાંભ.
મુંડકા ફરે મોં આગળે જાણે ભુંડણનું ડાર,
પ્રીતીમાં લીન થાઉ તે સમે, થાએ પ્રેમ અપાર. સાંભ.

અંક ૧ સમાપ્ત.

---

# अंक २ जो

## પ્રવેશ ૧ લો.

( બાદશાહની કચેરીમાં ફરમાસથી તાનશેન
ચાલતી રૂતુનું ગાયન ગાય છે. )

**તાનસેન—** **રાગ હોરી.**

સુણુરે બસંત સખી મદમાતી. ટેક.
અજબ નમુ ન કરી કીરતારે, કારીગીરી સબ જાની.

ચંદ્ર સુરજ પ્રકાશ કરે અતી, સાંજ બને અતી રાતી.
ગાંનની લ્હેર ઉભરાતી. સુણરે.
વૃક્ષ ઘટા દીલ શાંત કરે છે. ખુબી બની ખરે ખાતી,
મોર બપૈઆ સુશબ્દજ બોલે, દુખી પ્રીયા મદમાતી;
કરે રોઈ આંખ જે રાતી. સુણરે.
બસંત બાગ બન્યો દરબાર આ, અકબર દેત વીશ્રાંતી,
જે મહી તરૂ સમ અમીર સુહાવે, કવીજન ગાય છે ખ્યાતી;
તાનસેન તાન મીલાતી. સુણરે.



## પ્રવેશ ૩ જો.

(બાદશાહ તથા તેની હુરમ નાથીબા મળી, નાથીબાની પાંપણે તલ હતો તેની સમસ્યા ગોઠવી. બાદશાહે કચેરીમાં મુકી, તેનો ઉત્તર પૃથુરાજે બરાબર આપ્યો. જેથી બાદશાહે જાણ્યું કે મારી સ્ત્રીનું પૃથુરાજે મોં જોયું છે. માટે પોતાની સ્ત્રીને કહે છે કે લાલબા તારી બેહન થાયછે માટે તેને ખુદવી તેનું મોઢું બતાવ.)

અકબર— (રાગ ગીતી.)

મુખ જોયું પ્રીય તારૂં, પ્રથીરાજે -હદય તાપ મારે,
બતાવ તારી બેની, ખુટવ ખાંતે ખરે દીલ તારે;
પૃથુરાજ ને પ્રીતે, માલવ દેશે મોકલી દઉં આજે,
પાછળ પ્યારી મારી, મેળવ પ્રીતે બન્ની સંગ કાજે.

**નાથીબા**–(રાગ ઠુમરી ભુવન ઝરૂખે મેં જોઈ નાજુક નાર.)
રીતીથી કરૂં રાજી, કહું ગાજી સમે આ, ટેક.
મેળવું હું એની મારી, કહું ધીરધારી આપો હુકમ જે વારી.
પ્રાણ પ્યારારે, કરૂં રાજી કહું ગાજી સમે આ,
-હૃદય છે હામ મારે કરવું તે કામ, કાલ જઈ તેને ધામ;
નાથ મારારે, કરૂં રાજી કહું ગાજી સમે આ.
કાઢો પ્રથુરાજ બાર, જાઉ તેને દ્વાર, પછી લાવું નીરધાર,
સમ મારારે, કરૂં રાજી કહું ગાજી સમે આ.

---

## પ્રવેશ ૫ મો.

(બાદશાહ પૃથુરાજને લઢાઈમાં માળવે મોકલે છે
ત્યારે તેની સ્ત્રી પાસે રજા માગે છે.)

**પૃથુરાજ**— ( રાગ ગોપીચંદનો )
સુણ પ્યારી મારી ચડવું છે, સ્વારી સાથે માળવે; ટેક.
**લાલબા**—લ્યો સંગ પીયુજી છોડો માં રાખોને સરણે હવે. ટેક.
**પૃથુરાજ**—થયો શાહનો હુકમ શાણી, બંડ સમાવા કાજ;
લડાઈમાં નવ રખાય પ્યારી, ભોગવ સુખના સાજરે. સુણ.
**લાલબા**—જોબનવતી ઝુરૂ એકલી, શું કરૂં રહી ગ્રહમાય.
સુખ શાંતીમારે નથી જોતી સદાય માગું છાંયરે. લ્યોસંગ.
**પૃથુરાજ**—રણે શત્રુની સામા જાતાં, તમ રક્ષણ કેમ થાય.
કદીક આફ્રત આવી પડે તો, કુળનું પાણી જાયરે. સુણ.
**લાલબા**—સબબ બતાવો સબળ પીયુને ચાલે નહી ઉપાય;
જીત મેળવી સ્વામી મારા, મુજગમ ભરજો પાયરે. લ્યોસંગ.

સુખ માણવા સંગ આવી હું છતા ન પામી સુખ.
દુષ્ટ હત્યારા પાપી પાદશાહ, અમને આપે દુખરે. હ્યોસંગ.
પળ એક પ્યારા વરસ એકની, તમ વીન જાયે જાણુ;
ભોજન ભાવે નહી પીયુજી, તલખે તમ વીન પ્રાણુરે. હ્યોસંગ.
વસ્ત્ર આભુષણુ ત્યાગ કરૂં હું, પડું પથારી સાર;
ચંદન અરચન દુર રાખું છું, સેહેવું કષ્ટ અપારરે. હ્યોસંગ.

**પૃથુરાજ**—ચીન્તા રાણી દુર કરોને, સમજું હૃદય સદાય.
ઉપાય એકે નહીજ એનો, મુંજાઉ મનની માંયરે. સુણુ;
પગલું બાર ન ભરવું પ્યારી, જવું ન મેળાં માંહી;
અકબર બુદ્ધીહીણુ થયો છે, લુટે લાજ સદાયરે. સુણુ.
કદીક જાઓ કટાર લેજો, દાસી રાખજો સંગ;
રક્ષણુ કરજો કુળ કીર્તીનું સત્ય ના થાએ ભંગરે. સુણુ.

---

## પ્રવેશ ૬ ઠો.

(કચેરીથી લવો તથા બીરબલ આવતાં પૃથુરાજે શમસ્યા પુરી કરતી વખતે બાદશાહનું મોઢું ઉતરી ગયું તે વીશે વાત કરે છે.)

**( રાગ કંથ બીન ચલી એકલી મેરી જાન.)**

**લવો**—બીરબલ બાહોસછો મુજ મીત્ર, પડ્યું શાહ હૃદય ખરૈ ચીત્ર. બીરબલ.

**બીરબલ**—આપ્યો ઉતર પૃથુરાજ ભુપ, મુખ ઉતર્યું હતું જે અનુપ. આપ્યો.

**લવો**—અર્ધ સમસ્યા આહોનીશે, પુછે બાદશાહ જાણ;
ખુશી થાયે ઉતર સુણી, આજ થઈ કાંઈ હાણ; બીરબલ.
**બીરબલ**—ઉર ચીંતા અતીશે થઈ, અસુખ વાપ્યુ અંગ;
અંતઃપુર ઉતાવળે, ગયા તજી સો સંગ. આપ્યો.
**લવો**—સાર નીકળશે સત્વરે, વીપરીત થાશે વાત;
જોશો બનશે જાહરે, અતી હવો ઉતપાત. બીરબલ.
**બીરબલ**—પૃથુરાજપર આજ થઈ, અવકૃપા દીલેશ;
ગુપ્ત રદયમાં રાખી છે, પ્રગટે કાળ વીશેસ. આપ્યો.

---

## પ્રવેશ ૭ મો.

(બાદશાહના કહેવાથી તેની સ્ત્રી નાથીબા પૃથુરાજના
ઉતારે ખુટવવા આવે છે.)

**(રાગ બનજારા લાવણી.)**

**નાથીબા**—આવી મળવા બેની હું મારી, કેમ બની છો આમ બેજારી.
**લાલબા**—ભલે આવી તું પ્રીય બેન મારી, નથી દુખ રહુ સુખ માંહી.
**નાથીબા**—પીયુ ગયા તજીને તમને, ઉર ચીંતા ઘણી છે અમને;
પૃથુરાજની રીત ન સારી. કેમ.
**લાલબા**—હોય સદા પીયુ પરદેશે, રહે ક્ષત્રીઆણી વપુ વેશે;
તેમાં ચીન્તા શેની બેની આંહી. નથી.
**નાથીબા**—છો જોબનથી ભરપુર, શીદ મીથ્યા ગુમાવે નુર;
લાવું છેલ જો ઈચ્છા તમારી. કેમ.
**લાલબા**—ધીક પાણો પડી નહી પેટ, કુળ લજાવ્યું પીતાનુ નેટ;
બોલ બોલ તું મન વીચારી. નથી.

**નાથીબા**—રીસ છોડી તમે સુણો વાત, તમ સુખ સારૂં કહું ઘાટ;
નહીં દુખી થવું બેની મારી. કેમ.

**લાલબા**—તુર્ક તોલડીનું અન ખાધું, મ્લેછ માટલાનું નીર પીધું;
પાપી જા અહીંથી રે ન આંહી નથી.

**નાથીબા**—છે શાહ ક્ષત્રીનો સ્વામી, તેનો સંયોગ જે નથી પામી,
નથી પૃથ્વીમાં દેહ પસારી. કેમ.

**લાલબા**—તારા શાહને નાખુ ચીતામાં, જાને મ્લેચ્છડી જીકર કરમાં;
નહીં ડગે પૃથુરાજ પ્યારી. નથી.

**નાથીબા**—જેના નોકર તુજ પતી સરખા, કૈ સુરાને શાહે નીરખ્યા;
સર્વ ભુપ મુગટ શીર ભારી. કેમ.

**લાલબા**—નથી પેરી ક્ષતીએ ચુડી, જાને લજાવે માત તું લુંડી;
ફૂટ ફૂટ વીલેલ નઠારી. નથી.

**નાથીબા**—જોવું મેડકે ખાડાનું પાણી, શું શકે સમુદ્ર પ્રમાણી;
ક્ષત્રી ક્ષત્રી કહે વીસ્તારી. કેમ.

**લાલબા**—બની ભ્રષ્ટ મુગલ માયામાં, નહીં ફોકટ ફળ ગાયામાં;
ફૂટ ફૂટ તેં બે દેહ ધારી. નથી.
છું ક્ષત્રી સુતા હું શુર, કરૂં પાપીને પળમાં પુર;
નથી જોઈ પતીવૃતા નારી. નથી.

**નાથીબા**—ધન્ય બેની તમે સતી સુર, કરી પરીક્ષા કેવાં ચતુર;
હવે રીસ છોડો બેની મારી. કેમ.

---

## પ્રવેશ ૮ મો.

(નાથીબા પોતાના પતીને લાલબાની હકીકતથી
વાકેફ઼ગાર કરે છે)

નાથીબા— (રાગ માલીની.)

નહીં નહી નહીં માને, કાંન્ત કહું બેની મારી;
અધીક શીખ મેં આપ, કાળ સમ કોપી નારી.
અધીક સુર ઉર આવ્યું, વાત સુણીને મારી;
કદીક વદત વધુતો, હરત એ પ્રાણુ ધારી.

અકબર— (રાગ ગીતી.)

યુક્તી કરવી અદકી, સધ લાવ્ય તું બજાર સમજાવી;
પકડું કરી પ્રપંચે, નીર ઉતારૂં નારી તણું આવી.

## પ્રવેશ ૧૦ મો.

( નાથીબા પોતાની બેન લાલબાને ઉતારે આવી ન-
વરોજના મેળામાં આવવા કહે છે.)

નાથીબા— (રાગ માલીની.)

પ્રીય અધીક બેની તું, ચાલને સંગ આજે,
અધીક જન મલ્યા મેળે, સર્વે જ્યાં માલ છાજે.
ક્ષત્રી તણી સ્ત્રીઓ ત્યાં, સંગ મળી સધ્ય ફરશે,
ગ્રહતણા જીગ્નાસા, મન્ય તણી સધ હરશે.

લાલબા— (રાગ સદર.)

કહેલ છે પીયુ મારાએ, જાવુ ના જરૂર બહારે,
પીયુ વચનથી વસવુ સર્વદા સદન માંહે.
ઉપદેશ અધીક આપ્યો, કદીક જો જાઓ નારી,
જરૂર લઈ જવા કહુંછું, દાશી ને આ કટારી.
શ્રમ લઈ મુજ બેની, તેડવા કાજ આવી,
ધરૂં શુર ઉરમાંહી, ના શકે કો ફસાવી.

## પ્રવેશ ૧૧ મો.

( નવરોજના મેળામાં બાદશાહે લાલબાને ઘેરી તે વખત. )

**લાલબા**—(**રાગ લાવણી. ખુશ રહો સનમજા મેરા બીધાતા બેરી.**)

દાશી ભાસે છે દગો, થાને હુંશીઆર,
ચડયો શાહ ધરી સ્ત્રી વેશ, ધરીને ખાર.
નીશ્ચે કૃત છે એ નાથી તણા તું માન,
ગઈ ગુમ થઈ આ વાર ધરી જો ધ્યાન.
કરશે કદી બળાત્કાર પ્રાણ તજીશ હું,
કાં મારૂં પાપી આ વાર ક્ષત્રી સુતા છું
મારૂં સત્ય માટ નવ ડગે વૃતી અહીં મારી,
જાય પ્રાણ તોય શું થાય રહું ધીર ધારી.

**સુભદ્રા**—છો શુર પુર નહીં બીક હામ ધરૂં છું,
આવે કદી પુરૂષ પચાસ પ્રાણ હણું છું.

**લાલબા**—પાળો પ્રભુ મારૂં સત્ય પાપીએ ઘેરી,
આ સમયે નાખી કષ્ટ થવું ન નમેરી.
દ્રુપદીની કીધી સાય ચીર પુરીને,
હરીચંદ્રનું રાખ્યું સત્ય વારે ચડીને.
બહુ ભક્તની કરવા સાય ધરો છો દેહ,
સર્ણાંગતને દયો છાંય પાપીને છેહ,

**અકબર**—( પાસે આવીને. )

અરે જૈશ હવે તું કયાંય લાલ ના છોડું
બહુ દીનથી જોતો વાટ મળ્યું મુજ જોડું.

કહું ચાલ માહરી સંગ કરૂં પટરાણી,
દઉ દુખ નીવારી નાર થા ભાર્તની રાણી.

**લાલબા**—(છેટે રહીને) અરે ભ્રષ્ટ મોગલા વાત વીચારી બોલ,
નહી નમે ક્ષત્રીની સુતા ઉતારૂં ખોલ.
જાણીશ ના અબળા મુને કટાર કરે છે,
કરૂં મારી ઠાર કહું તુને હામ હઈએ છે.

**અકબર**—(પકડે છે) આજીજી કરતાં અર્જ ઉરે નહીં લે તું,
લઉ જોરાવરીએ આપ ધ્યાન ધરૂં છું.

**લાલબા**—(તરછોડીને) છેટે રે તું ચંડાળ જીવ તુજ જાશે,
પછાડીશ પ્રથ્વી ઉપર હાંસી તુજ થાશે.

(લાલબા ગુસામાં અકબરને નીચે નાંખી ઉપર ચ-ડી બેસીને કહેછે અને કટાર ગરદન પર રાખે છે).

**લાલબા**— **(રાગ ક્ષત્રી કલંકનો)**

ફટ ફટ તારૂં જીવન ધીકાર, ક્ષત્રીની નારી નહી નમેરે.
ધી:ક ધી:ક દીલીતખ્ત ધરનાર. ક્ષત્રી.
ધરે વેસ બેસ બાઈડીનો અંગ ક્ષત્રી.
દીન રાત વ્યભીચારમાં ઉમંગ. ક્ષત્રી.
મારૂં પાપી કાઢું ક્ષત્રીઓનું સાલ' ક્ષત્રી.
ઉરે વીચારી લે અલ્લા આ વાર. ક્ષત્રી.
બન્યા બાયલા છે ક્ષત્રીઓના સુત. ક્ષત્રી.
આપી બાળ થયા ક્ષત્રીઓ કપુત. ક્ષત્રી.
ક્ષત્રી મુખે કહે મીઠા મીઠા બોલ. ક્ષત્રી.
ધાર કાળજે કટાર દૃષ્ટ બોલ્ય. ક્ષત્રી.
**પેરી ચુડી તેથી ધારીશ** નાદાન. ક્ષત્રી.

પાપી દેહ પડે થાળી ના આધીન. ક્ષત્રી.
મરૂં સત્ય માટે પડે કદી ભીડ. ક્ષત્રી.
કેમ ઓરત મીસાલે કર રીડ. ક્ષત્રી.
નીશ્ચે નાથી તણા કુડા છે આ કૃત્ય. ક્ષત્રી.
કરી વાંદરે જે કરાવું હું નૃત્ય. ક્ષત્રી.
પ્રભુ તુલ્ય માને પાપી તુંને લોક. ક્ષત્રી.
ધીક વાસના ધરે છે સ્ત્રીની ફોક. ક્ષત્રી.

( બાદશાહ છુટવાને માટે લાલબાને ધમકી આપેછે ત્યારે લાલબા કહેછે. )

## (રાગ ભલાનો.)

પાપી ભજ કીરતાર પાપી ભજ કીરતાર કીરતાર તું કીરતાર તું;
પરસ્ત્રીમાં ન સાર, પાપી દીલમાં વીચાર, નહી કુશળ તું ધાર.
જે આ પરસ્ત્રીનો પ્યાર, જગત દેશે ધીટકાર, પાપી ભજ કીરતાર;
આવી ઉભોછે કાળ, હમણા દેશે તે ફાળ, જો આ અગ્નીની જવાળ
મીથા છોડ પંપાળ, બાંધ નીર, પહેલા પાળ. પાપી ભજ કીરતાર.
મુકું નહી ધાર, નગંવાર,શીલધાર, છોડું મારી કટાર,તું ધર્મ વીચાર,
છોડે પરીવાર પ્યાર, પાપી ભજ કીરતાર,

( બાદશાહ હારીને અંતે લાલબા પાસે ક્ષમા માગેછે.)

## (રાગ લાવણી. ભરથરી ભ્રાતા વીચારીને.)

કૃપા કરોને માત માહરી, છુ હું દાસ તમારો, ટેક.
છોડ સતી નાર (૨) તમ બીરૂદ ઉરે સંભાળો;
કુકર્મ કાળે થઈ ગયું, ઉદાર થઈને ઉગારો. કૃપા.
નહી કરૂં કૃત્ય (૨) જળ આજ થકી હું મુકું;

પરાઈ સ્ત્રી મા બેન ગણીને, સત્ય કદી નવ ચુકું. કૃપા.
છો સબળ નાર (૨) નહીં શુર તણું જ્યાં ચાલે;
પેખ્યો નહીં પ્રભાવ તમારો, કુકૃત કીધું કાળે. કૃપા.

**લાલબા**—(ગુસ્સામાં) **(રાગ ભેરવી ગજલ.)**

ના છોડું રે હવે તને, પરનારી ચોર નાર;
પર નારી ચોરનાર, જો જો પરસ્ત્રીનો પ્યાર. ના છોડું રે.
ક્ષત્રી સુતાને છેડીને, સંગ્યે ન કાઢ સાર;
કટાર મારી કાળજે, પડાવું હું પોકાર. ના છોડું રે.

**અકબર**–(હાથ જોડી)**(રાગ બેલાવર સહીયર દુખ શું દાખવુ**

શરણ પડયો સતી તાહરે, છોડે સંભારી ધર્મ;
પસ્તાઉ પાપ સંભારીને: કુડું કીધું મેં કર્મ. શરણ.
આજથી જળ લઈ હાથમાં, ધારૂં નીશ્ચે હું નીમ;
નવરોજ નાશ કરાવું હું, આવી કષ્ટની શીમ. શરણ.
છેક નહી કદી ક્ષત્રીને. જાણું માતને તાત;
કોલ આપું મુજ ધર્મનો, ધારો તે ખરેખાત. શરણ.
તમને કરૂં માફ નોકરી, પ્રીતે પધારો દેશ;
સત ગામ સાસરવાસમાં આપું સુંદર વેશ. શરણ.

(લાલબાની દાસીએ નાથીબાને પકડીછે તેને બાદશાહે છુટવાનો ઉપાય પુછેછે.)

**અકબર**– **(રાગ લાવણી. દક્ષીણી રાહ.)**

નાથી શું કરૂં છોડે ન આ સતીરે,
જાય પ્રાણ થાય હાણ, ઉરમાં આણ;
ધરૂં એશાન, કરૂં કુમતીરે. નાથી.
કચરાઈને મરૂં છું જોર અતી ઘણું રે,
મદદ આપ, માગું માફ, નડયું પાપ;

જેવો સાપ ડંખ છેજ ઝેરીરે. નાથી.

( લાલબાની દાસીએ નાથીબાને આ કૃત કરવા માટે ધીક્કાર આપે છે. )

**સુભદ્રા—** **(રાગ ભેરવી ગજલ ચંદ્રમુખીને એકલી.)**

ધીકાર નાથી નામને, ધીકાર તુજ કામને. ટેક.
છજેથી લાવીને અહીં, છુગાણી શીદ જઈ તહીં;
ધીકાર પુત્રી શુરની, ગુમાવી ગાંઠ નુરની. ધીકાર.
ન રાખી શર્મ ભગ્નીની, લે જ્વાળ તીવ્ર અગ્નીની;
તે બાળશે તમ બેઉને, ન છોડે સર્વ સઘને. ધીકાર.
મુજ બાએ ધેર્યો શાહને પછાડું પૃથ્વી હું તને;
ગુમાન દીલી તખ્તનું, ઉતારૂં પાણી આજ હું. ધીકાર.

( લાલબા પોતાની દાસીનું સામર્થ જોઈ કહે છે અને શાબાસી આપે છે. )

**લાલબા—** **[ રાગ બીહાગ ગઝલ ]**

પ્રસન છું શાણી સખી ચતુરાઈ જોઈને.
નીમક ખાઈ મારૂં ને ધરી અતીશે હામ,
તું રગડ રંડાને બહુ તજાવો દુષ્ટ કામ. પ્રસન.
શ્રેષ્ટ શત્રુમાંના તે છે કરજે હવાલ.
હરૂં છું પ્રાણ હું પલકમાં ના છોડવામાં માલ. પ્રસન.

**નાથીબા—**( અકબરને અકળાતો જોઈને કહેછે).

**(રાગ આશાગોડી)**

સ્વામીજી થાઓને સરણે, સતીને સ્વામીજી થાઓને સરણે. ટેક.
આધીન થાશો સુરી સતીને, અરજ ધરશે તે કરણે. સતીને.
માફ માગોને પીયુજી મારા, હસ્ત જોડી લાગો ચરણે. સતીને.
સરણે થાસો છોડશે સઘ, ક્ષત્રી જ્ઞાતીનો તે નિરણે. સતીને.

( બાદશાહ લાલબાને છોડવા માટે અરજ કરે છે ત્યા· રે લાલબાને દયા આવે છે. )

(રાગ ઠુમરી).

(કંગનવામેરા કરસું સરક ગયોરે).

છોડું છું શાણા શાહ, તમને શીખ આપીરે, ટેક.
સત્ય તમે ધરજોરે વચન તમારે પળજોરે,
જોજો અધર્મ કરતાં, વચન ઉલંઘન કરતાં,
ક્ષત્રીની સુતા કહે નીશ્ચે સીખ આવીરે. છોડું.
સખી છોડ નાથીનેરે, હવે જાવાદે દુષ્ટાનેરે.
દગો દેશે જો મુજને સંહારૂ ક્ષણમાં તેને,
ચાલોને હવે ઘેર વાર થઈ ઝાઝીરે. છોડું.

(.અંક ૨ સમાપ્ત.)

---

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

**લાલબા**—(પોતાના સ્વામી માળવે ગયેલ છે અહીની તેને બનેલ હકીકત લખે છે).

[ રાગ. વીમળા નવ કરશો ઉચાટ વેલા આવશુંરે.]

પ્યારા દર્શનની છું પ્યાસી વેલા આવજોરે પ્યારા. ટેક.
દીન એક વરસ સમાનું પલ પલ માસ થતાં હું જાણું,
માટે મહેર કરીને ઘેર પધારજોરે. પ્યારા.
ચેન નથી પડતું અહી સ્વામી, લ્યો દાશીને સર્ણની માંહી,

હવે જુદાઈ કરશો હાણુજ જાણુજોરે. પ્યારા.
વચન ઉલ્લંઘન કરી આપનું ગઈ બજારે બેન સાથ હું.
છળ કરીને સાહે ઘેરી ત્યાં કનેરે. પ્યારા.
પટકયો શાહને પૃથ્વી પર મેં, કટાર ગરદન ધરી રાખી મેં;
સરણુ કરીને છોડયો સત્ય પ્રમાણુજોરે. પ્યારા.
સીયળ સચવાણું સ્વામી રહી એકલી મહાદુખ પામી,
હવે ઘેર આવ્યાનો વિચાર ધારજોરે. પ્યારા.

---

## પ્રવેશ ૨ જો.

( રસ્તામાં લવો અને માનસીંહ નવરોજના મેળામાં લાલબા તથા બાદશાહની બનેલી હકીકત વીશે વાતચીત કરે છે. )

લવો— [રાગ સીંધાનો કનડો].

લાજ લુંટી પૃથ્વીરાજ પ્રીયાની,થઈ ચરચ્યા કહું લ્યો દીલમાની. ટેક.
મુછો મરડી ગઈ તે ધરતો પ્રવીણ બની પ્રથુરાજ ફરતો. લાજ.
શ્રેષ્ટ સહુમા સુર ગણાતો હળવો પડયો હવે વેણુજ વદનો. લાજ
પ્રતીવ્રતા સ્ત્રી આપની માની, સુખી રહેતો તે સુધ પ્રમાણી. લાજ.

માનસીંહ— [રાગ દેશીની ખમાચ.]

સુણી વાત તે સાંભળી મિત્ર, કહુ પૃથુરાજની નારી ચતુર બહુ.
અકબરને આધીન લીધો કરી. સુણી.
પડયો પ્રથ્વી ચડી, તેપર નારી, દાશી નમાવી શાહ નારી;
માગી માફ અતીશે અર્જ કરી. સુણી.
ધાયુ લાજ લુટાઈ તે ઠીક થયું, પૃથુરાજ તણું પણ નુર ગયું;
અમ સરખો કર્યો વાત ખોટી ઠરી. સુણી.

કંઈ કરો ઈલાજ થાય આપણું કાજ કરો જાણુ કપટ પૃથુરાજને આજ;
અરે નારી તો શાહની રીતી રહી. સુણી.
થઈ સુરી એ નાર, શાહે કીધો પોકાર, રાખ્યું શીયળ સાર, ઉરહામધારી,
કીધો સાહ બેહાલ, કહી બેન ખરી. સુણી.

લવો—(રાગ બકાવલીમાંનો દીલદારી કીનેરી.)

ધર વીનતી મારીરે, અરે હું તો અજાણ,
ચીત ધરના, દીલ દુખી કરના, ઓ સ્નેહી,
દેહી પડે કદી ધર વીનતી.
કરૂં પત્રમાં પ્રપંચ પુરો, પૃથુ ધરે દીવ અનર્થ સુરો,
પ્યારા મારા સારારે. ધર વીનતી.

---

## પ્રવેશ ૩ જો.

(પૃથુરાજ પોતાની સ્ત્રીના કાગળનો ઉત્તર લખે છે.)

પૃથુરાજ— [રાગ સોરઠની ગઝલ.]

ત્રશ્રા તુજ પ્રેમની તે, આજ સર્વ ત્રુટી ગઈ. ટેક.
મીત્ર કરસે મસ્કરી, દુસ્મન રહેશે દીલ ઠરી;
હાય મુજ હીંમત તેં હરી, શીદ ક્ષત્રી કુળ પ્રગટ થઈ. ત્રશ્રા.
જણુતા ન ઝેર જડયું જરી, તુજ માતને શું દયા ગડી;
ખોયું પતીવૃત પાપણી, રાઠોડ કુળની રીપુ થઈ. ત્રશ્રા.
સુખી હતો હું સેજનો, હવે અસ્ત સુખના સુર્યનો;
દેખાડવું ના મુખ મુજને, ખાવું ઝેર જવું મરી. ત્રશ્રા.
આવું દીલી દીન એકમાં, તું પ્રાણ હરજે ટેકમાં.
નહીંતો હણીશ હું મુજ હસ્તે, પ્રીત હતી પુરી થઈ. ત્રશ્રા.

## પ્રવેશ ૬ ઠો.

( લાલબા પોતાના પતીનો કાગળ વાંચી દીલગીર થાય છે. )

**લાલબા—** (રાગ ક્ષત્રી કલંકનો).

હાય હાય દાશી લાવતું કટાર. પીયુ પરીક્ષા નહીરે.
મારી પેટમાં ને મરવું આ ઠાર. પીયુ.
જાણ્યું લખું પત્ર મળે મુને માન. પીયુ.
લીધો ઉલટ વીચાર નીજ ધ્યાન. પીયુ.
કહ્યું સાહસ કરીને કીધો શાહ. પીયુ.
કર્યો શરણુનો મુકાવી પનાહ. પીયું.
સત્ય વર્તી છતાં પતી મન એમ. પીયુ.
ધીક્ક ધીક્ક છે પીયુ તમારો પ્રેમ. પીયુ.

**સુભદ્રા—**(રાગ ભાંગોટી ફુળ એક વીપ્રથી મળ્યું.)

કરવું ન સાહસ કહું (૨) બાઈ મોરીરે. ટેક.
ઉપાય કરો હીમત રાખી;
કલંક ધરીને સીદ મરવું. બાઈ.
કલંકને દુર કરો સત્યને માટે;
લંછન લાગ્યું તે દુર કરવુંરે. બાઈ.
સમજે ન લોકો સાચું ઠરાવે;
કરી સત્ય પછી શું બેન રડવુંરે. બાઈ.

**લાલબા—**(ક્રોધમાં) (રાગ દીંડી )

કર દાસી સધ્ય સાજ પુજન કાજે;
અર્પું દેહ મારી દેવને હું આજે,
મુજ પાપ સર્વ બળી થાય પ્રાજે. કર દાસી.
જીવન વ્યર્થ આ જગતમાં હું જાણું,
સાચ ખોટની પરીક્ષા ન પ્રમાણું;

મુજ વાત સર્વ સ્વામીને કહેજે. કર દાસી.
ધારી ગર્વ સર્વ વેદના નીવારી;
નવ રોજ બંધ કરાવ્યો મેં ધારી,
પછી છું પવીત્ર એ એંધાણી દેજે. કર દાસી.

સુભદ્રા— (રાગ દેશની ખમાચ.)

નહી સત્યનું કૃત્ય બાઈ નાય કરો, છો પતીવ્રતા ઉર સીખ ધરો.
જાઉ કચેરી ત્યાં લગે ધીર ધારો. નહીં.
ધરો ધીર અમે જઈએ શાહ કને, સખીયણ મળી ધીટકાર દૈએ;
ગુપ્ત વાત સરવતો ત્યાંજ કહીયે. નહી.
આવ્યા પ્રથુરાજ પરદેશ થકી, છે સાહ કચેરી એ વાત નકી;
તેના જ્ઞાન ચક્ષુ ઉઘડાવું નકી. નહી.
ધરો અર્જ અમારી આપ ઉરે, ધરો દેહ તહાં લગી આપ ખરે;
પછી ધાર્યું તમારૂં કરવું ખરે. નહી.

કમળા— (રાગ કાલીંગડો.)

શાણી શીદ અકળાય મનમાંય મારી બેની,
સાહ્ય થાય દેવી અંબા માયરેજી.
કરૂં પ્રગટ પાપ ઝટ દીલ ખાપ મારી બેની,
સાહસ કરવામાં નહી સારરેજી.
આપું શીખ બાદશાહને હું સઘ મારી બેની,
પતી પાસ કરૂં સર્વ સત્યરેજી.
છો દેવીરૂપ દયા કુપ સઘ મારી બેની,
મુક્ત કરૂં કલંકથી માન્યરેજી.



## પ્રવેશ ૭ મો.

( પૃથુરાજ માળવેથી બાદશાહની કચેરીમાં આવેલ છે એવું સાંભળી લાલબાને મરતાં અટકાવી બાદશાહ તથા પૃથુરાજને ફીટકીર દેવા દાસીઓ જાય છે. )

**સુભદ્રા—** (રાગ કલ્યાણ.)

ધીક્કાર શાહ તને, વધું શું કહીએ અમે;
સતીજ નાર છેડીને, ક્યાં જસો તમે. ધીક્કાર.
કુરાન આપી કરમાં તમને, આપુ સમ અધીક;
પૃથુરાજની પ્યારી પર યા,જુલ્મ કરો નહીં ઠીક. ધીક્કાર.
સત્ય સાચવ્યું છે નહીં તેણે ? વદજો સત્ય વચન;
ખટપટ છે ક્ષત્રીની સરવે, ઈર્ષા આણે મંન. ધીક્કાર.
પૃથુરાજ ન ધરશો, દીલપર પ્રપંચ પેખો ઉર;
પ્રગટ કરી સ્ત્રી દોષ તમે પછી, મારી કરજો પુર. ધીક્કાર.
વગર વીચાર્યે અન્ય કેણુથી, નવ કરીએ અન્યાય;
બરવા ખુશી છે મુજ બાઈ, સત્ય સદા તે ચાય. ધીક્કાર.
પ્રગટ વાત જો નહીં કરો તો, મરસું સર્વે આંહી;
હત્યા સ્ત્રીઓ તણી વીષમ છે, વિચારો ઉર માંહી. ધીક્કાર.

**કમળા—**(રાગ એકાસગમ મેરા કબી જાએ ગાયા નહીં.)

અધર્મ આ શું આચરો, વીચારો ઉર જરી;
કરો પ્રગટ વાત તમે, હોય જે ખરી. અધર્મ.
આપવો જવાબ આપે, ધર્મ રાજને;
અસત્ય જો વદો તમે, પામો ન તાજને. અધર્મ.
મરે છે બાઈ માહરી, પીયુ વચનથી આપ;
તે સત્ય ધર્મ આચરે, કદી કરે ન પાપ. અધર્મ.

વગર વીચારે નાથજી, ન દૈએ આમ છેહ;
પસ્તાવતો પછી થશે, છોડે સતીજ દેહ. અધર્મ.
કરો વીચાર વખત છે, પછી ન લાગે હાથ;
રોકીને રાખી છે અમે, ન દેવો દોષ નાથ. અધર્મ.

મંગળા— ( રાગ મેવાડો.)

શાણા અકબર ચતુર સુજાણ, થાએ પુન્ય કેરી હાણ. ટેક.
ધર્મ ગયો લોક ધર્મ માને, પુન્ય ગયું પતાળ;
અદલ ન્યાય આપે તજ્યો, હવે રૈયતના શા હાલ. થાએ.
રાજ જશે પર હાથ તમારૂં, રહે ન ધરો ઉર માંય;
પગ કરી પૃથ્વી જશે, રહેશો હાથ ઘસીને સાંયરે. થાએ.
પ્રપંચ શું છે વાતમાં તે, પ્રગટ કરોને આપ;
શંકા ધરે છે સ્વામી અમારો, ન પેટમાં રાખો પાપરે. થાએ.
શાપ દેશે સતી સરવને, હાણુ થાશે પલ માંહી;
પ્રભુના ડરથી તમે ડરીને, સત્ય ધરો દીલ માંહીરે. થાએ.

( અકબર બધી બાબતથી વાકેફગાર થઈ પછી પુછે છે. )

અકબર— ( રાગ ગીતી.)

કોણે કપટ કર્યું આ, શીદ સતાવો સતીજ સુધ નારી;
નવરોજે મેં ઘેરી, શીક્ષા આપી કટારથી ભારી.
ભાન્ત નહીં તે ભગ્ની, કીધી મેં મુજ મુખે નારી;
ધન્ય હામ છે તેની, ન કલંકી છે પૃથ્વીરાજ પ્યારી.

અકબર—( દયા લાવીને.)

(રાગ બકાવલીમાંના મુજે તુમ છોડકર યારો.)

અહા એ કૃત્ય શું કીધું સતીને દુખ શીદ દીધું;
ન જાણે નાર કૃત કાંહી ફજેતી શીદ કરી આંહી. ટેક.

મુનો તુજ માફ પ્રગટ કર્યું છે તમ નાર સુધ કહું;
નથી પૃથ્વીરાજ પાપ કર્યું, થયો છે ગુપ્ત ભેદ કહું. અહા.
ધન્ય ધન્ય માતને તાત, પ્રતીવ્રતા નારી પ્રખ્યાત;
ધન્ય પૃથ્વીરાજની નારી, દીલાસો ઘો કરી પ્યારી. અહા.

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

પૃથુરાજ પોતાના કામનો પસ્તાવો થયા પછી
લાલબાને કહે છે)

**પૃથુરાજ–(રાગ બકાવલીમાંના પરીઓસે અછા નહીં કોઇ)**

પ્યારી ધરો પ્યાર અજાણ હું થયો;
પત્ર તારો પોહોચતા હું સ્તબ્દ થઈ ગયો. હો પ્યારી.

લખ્યું હતું ન સાચવ્યું શીયળ સ્વામીજી,
રોમાંચરે ઉભાં થયાં, તુજ પત્ર વાંચીને. હો પ્યારી.

સ્વધર્મ મુજબ મેં લખ્યું શું વાંક વીચાર તે;
ન દોષ તારો દેખું હું, છો સુદ્ધ સ્ત્રી તમે. હો પ્યારી.

પતીવ્રતા તું પુરી છો, મુજ ભાગ્ય ઉદય થયું;
સંયોગ તારો શુભ છે, સૌ વીઘ્નતો ગયું. હો પ્યારી.

**લાલબા—** (**રાગ ધનાશ્રી.**)

મન ઉદાશી તજો પ્યારારે, મારા મન ઉદાસી તજો. ટેક.
લખ્યા વીધીએ મીથ્યા ન થાએ, ભગવત નામ ભજો. પ્યારારે.
વાંક નથી કહું મારો તમારો, દુશ્મન નાશ હજો. પ્યારારે.
શાણી સખીએ ધીરજ આપી, કલ્યાણ તેનું થજો. પ્યારારે.
ભરત નીશ્ચે આપ વચનથી, ગુણ વ્યાપ્યો તો રજો. પ્યારારે.

## ખેલ સંપુર્ણ.